# શ્રી બ્રહ્મક્ષેત્ર

# અંબિકા મહાત્મ.

સંસોધીત રચનાર Reg No 291

પુરાણી જેષ્ટારામ ઉમેદરામ કાવ્યકર

( નાંદોલવાળા. )

મુ. રખીઆલ અને અમરાઇવાડી.

દોહરો.

વાંચક વીરા વાંચશો અંબાનું આખ્યાન
મહામાયાના માર્ગમાં ભલું કરાવે ભાન.

149

પ્રકાશક

ઠાકર રામશંકર જેષ્ટારામ પુરાણી.

મુ. રખીઆલ.

ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ અંબાલાલ જીવરામે
છાપ્યું મુ. ગોમતીપુર નવીપોળ

પ્રત ૧૦૦૦ પ્રથમાવૃત્તિ
સંવત ૧૯૮૦ સને ૧૯૨૪



કીંમત ૦-૪-૦ રશના પ્રમાણમાં જુજ.

# श्री ब्रह्मक्षेत्र अंबिका महात्म

સંસોધીત્ રચનાર

## પુરાણી જેષ્ટારામ ઉમેદરામ કાવ્યકર

( નાંદોલવાળા. )

મુ. રખીઆલ અને અમરાઇવાડી.

દોહરો.

વાંચક વીરા વાંચશો અંબાનું આખ્યાન
મહામાયાના માર્ગમાં ભલું કરાવે ભાન.

પ્રકાશક

ઠાકર રામશંકર જેષ્ટારામ પુરાણી.

મુ. રખીઆલ.

ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ અંબાલાલ જીવરામે
છાપ્યું મુ. ગોમતીપુર નવીપોળ.

પ્રત ૧૦૦૦ પ્રથમાવૃત્તિ

સંવત ૧૯૮૦ સને ૧૯૨૪



કીંમત ૦-૪-૦ રશના પ્રમાણમાં જુજ.

# परम्बा परत्वे प्रेमांजलि



## હરીગીત છંદ.

મમ પિતાએ પદ પારખી; પદ બંધ કીધુ પાંસરૂ;
અરપ્યું મને પ્રેમી પ્રસુન, હું અંબાને અર્પણ કરૂ,
વિશ્વેશ્વરી વૃતાન્તનું. દ્રષ્ટાંત જે ખરે ખરૂ.
કહે કાવ્ય શક્તિ વ્યક્તિમાં; તે અંબાને અર્પણ કરૂ;
વાણી તણા વિસ્તારમાં, સંચાર સત્યે સંચરૂ,
અંતરની આરાધના. હું અંબાને અર્પણ કરૂ.
ચીદાત્મિકાના ચીત્રમાં; વિચીત્ર વર્ણન વિસ્તરૂ;
મંમાયાનો મહિમાય તે, હું અંબાને અર્પણ કરૂ,
હું કાવ્ય શક્તિને નમી. પ્રારંભમાં પગલું ભરૂ.
રટે રામ શંકર જે રચ્યું; તે અંબાને અર્પણ કરૂ;

રામશંકર.

# શ્રી મહામાયા માહાત્મ્ય.





## અધ્યાય ૧ રાગ આશાવરી.

ગીરિજાનંદનને કરૂ વંદન, વીનવી વારંવાર,
કાવ્ય કળા વિષે કૌશલ્યતા કરો. સુધ્ધિ બુદ્ધિ આપી સાર. ૧

સરસ્વતી અતી ગ્રંથમાં કરાવી; મતી આપો અતી સારી;
વાણી વિલાશમાં પ્રકાશ પાડવા. વશો વદન પર ધારી. ૨

આદ્ય અંબા આપ અંતર ઉતરી, નૌત્તમ કરશો નિપુણ,
મનોવાંચ્છા મારી સર્વ સફળ કરી. ગવરાવશો આપ ગુણ. ૩

પરાંબા પંથમાં પ્રફુલ્લતા પામી, ઉર મારૂ ઉરફેરાય,
એના લીધે એક ઉત્તમ આખ્યાન રચવાને ચીત ચાય ૪

જેવા તેવા પણ મંમાયાના ગુણ વાણી વિશે વપરાશે,
ભલાભલી પૃથ્વીમાં પ્રેમી કોઈ ગુણના ગ્રાહક થાશે. ૫

કવિ કોવિંદને કહું કર જોડીને કૃપા દૃષ્ટિ દ્વારા જોશો,
ભગવતી ભક્તિની ભાવના ભાળતાં શંકાઓ સમજીને ખોશો. ૬

અંબીકા આખ્યાન ઉતરાવે અંબીકા કાવ્ય શક્તિરૂપ કહે છે,
અંતર શક્તિ વાણી દ્વારા વિસ્તરી કડી તૈયાર કરે છે. ૭

આખ્યાન આરંભે હું હવે આપને સૌને નમું શીશ નામી,
પરમાર્થ પંથમાં પ્રયાસ આ મારો જોવા જેવી નથી ખામી. ૮

મહીતળના મુળ મંડાણમાં માયા એ આદી બીજ અંબાય,
પ્રાધાન્યપણે પુરેપુરી પ્રસરી જેનાથી જક્ત જણાય. ૯

પ્રથમ બ્રહ્મ ચેતન ગતિ વ્યાપતાં વાધીયો પુર્ણ પ્રભાવ,
તેજોમય બીંબ પ્રફુલ્લતા પામી ઘણું થયું ગરકાવ. ૧૦

પ્રેરક પ્રકૃતિ પ્રકાશ પાંમતા ઇચ્છા શક્તિ ઉદે પામી,
મહામાયામય મુદિત મુરતી નાહાત્મિકા થઈ વિરામી ૧૧

ૐ ઉદે થતાં ત્રીગુણ ઉપસી પ્રૌઢ પરિબળ વાધ્યું
આદિ માયા પુર્ણ પોતાના પ્રભાવે જક્તનું કાર્ય આરાધ્યું ૧૨

ત્રીગુણ વૃત્તિ સ્ફુરી પ્રવર્તપણે    ઉત્પત્તિમાં તદરૂપ,
રાજસ વૃત્તિના વિશેષપણામાં    સરજ્યું બ્રહ્મ સ્વરૂપ. ૧૩

ભગવતી બ્રહ્માને ભાળતાં ભાખીયાં    વીધી તમો મને વરો,
સંસાર સર્જવા ચામેલ રહીને    તમામ તૈયાર કરો. ૧૪

બ્રહ્મા ભાખે મને તમે ઉદે કર્યો    એ થકી ન થાય એહ,
એ સુણતાં ગતી વિકળ વાધતાં    તામસમય થયાં તેહ ૧૫

તામસી તેજ વડે તર્ત તે સમે    બ્રહ્મા અદ્રશ્યમાન થયા,
તે જોતાં સાત્વિક વૃત્તિ શરૂ થતાં    વિષ્ણું ઉદય આપ થયા ૧૬

૧જકતીની ૨વ્યક્તિમાંવિષ્ણુ વરોમને,    વિષ્ણું વદે બને કેમ,
તે સુણતા ઉત્પત્તિના આવેશમાં,    તામસમય થઇ તેમ. ૧૭

બ્રહ્માની પેઠે વિષ્ણું થયા અદ્રશ્ય,    માયા તામસ તદાકાર,
તામસ મય મહાદેવ મુર્તિમાન,    દરસાઇ આવ્યા તે વાર. ૧૮

વદે વિશંભરી વિભુ વરોમને.    ભવ ભાખે ભૂલભારી,
અયોગ્ય કાર્ય કરાવો મારી પાસે,    વારતા જુઓ વીચારી, ૧૯

સ્વયંભુની પ્રત્યે સરવેશ્વરી કહે,    ઓછું ન આણશો આપ,
રચના કારણે કામ કહ્યુ કરો,    ના કહો તો દેઉ શ્રાપ ૨૦

જુઓ આ દેવ આપ અદ્રશ્યમાં,    તે થશે દશા તમારી,
તે સુણી શંકર મૌન રહ્યા મુખ,    અંતર જોતા ઉતારી, ૨૧

ના કેહેતાં નડાવ હા કહેતાં હરકત,    માટે નમી પડું એમ,
વિશંભરી વિનવી વરતું પછી,    આગના આપશે જેમ, ૨૨

પછી પુર્ણ પોતે પ્રેમ પસારીને,    ઇશ આરાધન કરતા.
સંપુટ કર પર શિર ધરી શીવ.    આરતનાદ ઉચરતા, ૨૩

સરજન હારી તું બ્રહ્મસ્વરૂપિણી,    મહામાયા મહિતળ માતા,
ઇચ્છા રૂપ આદ્યશક્તિ તું અંબીકા.    સરવેશ્વરી સુખ સાતા. ૨૪

ઉત્પાદક આપ પુર્ણ પ્રકાશક,    વિશ્વવિલાશક દેવી,
સ્વતંત્ર શક્તિ સત્તાધીશ સમરથ,    ગહનગતિ જોવા જેવી: ૨૫

પ્રવર્ત પણાના જોશમાં જેમને,    આપ કરાવો છો કામ,
આરંભમાં જેમ વાંધો આવે નહિં,    એમ ઉકેલો તમામ. ૨૬

---

૧ સૃષ્ટિ ૨ રચના.

## વલણ.

તમામ તેવડ તે કરો. જેમ ન આવે બાધ.
આપ વચનમાં અનુસરૂ, નહિં મારો અપરાધ. ૨૭
શંકર સ્તુતિ સાંભળી. પરખાચું પરમાણ.
જેષ્ઠ જનુંનિ તે પછી. વેગે વદીયાં વાણ. ૨૮

---

## અધ્યાય ૨ રાગ લાવણી (એક વખત વીઠલવર ચાલ્યા)

મહા માયા મહાદેવની પ્રત્યે. વિચારી વદીયાં વાણી
સમાધાન સમજાવે સરવે, પુરી રીતે પ્રમાણી. ૧
સહજ ન સોંશાશો ઉર શંકર, કામ બંધુ એ તમો તણું.
સંસાર સરજવાના કાર્યમાં. શિવ શક્તિનું ૧ યુંક્તપણું. ૨
ભોળો ભાખે ભલે ભવાની. એક સુણો મારી અરજી
ઉદય કરો આ બે દેવોને. સંયુક્તે કરી એ મરજી. ૩
પ્રભાવ પડતાં પલમાં પ્રગટયા. વિષ્ણું વિરંચી જોડે,
ત્રીગુણાત્મક તે ત્રીદેવો. માયાને મનવે કોડે, ૪
પર્મ કારિણી કૃપા કરીને. એક અમારૂં કહ્યું કરો.
ત્રીગુણ રૂપે સરજ્યા અમને એમ ત્રીગુણી રૂપ ધરો ૫
કાર્યમાં અનુકુળતા આવે. જક્તપણું જામે જેથી.
અનુસાર પસાર કરીને. કામ કરીશું મજેથી. ૬
મહામાયાના મહા પ્રભાવે. ત્રણ સ્વરૂપ સરજાયાં ત્યાંય
ગુણ ગુણની મીલાવટમાં ત્રીદેવોની ઝાલી બાંહ્ય ૭
ઉમારૂપ વરીયુ શંકરને વિષ્ણુંને વરીયા પદમા.
સાવિત્રી સ્વરૂપની સાથે. બંધાણા પોતે બ્રહ્મા ૮
ત્રીગુણરૂપ વર્યાં ત્રીગુણને પ્રથકપણું પેખાવાને.
માયાવી વિદ્યા માયામાં ઉપડતી ઉપજાવાને ૯
તેથી તે ત્રીગુણીમાયા ત્રીપુરા રૂપે વાખી,
પ્રેરકપણમાં પાસે રહીને સંસારની રીતી સાખી; ૧૦

---

૧ બ્રહ્મ

મહામાયાએ મેળ મેળવી ત્રીદેવોને સોંપ્યાં કામ,
રચવાનું સોપ્યું ૧ બ્રહ્માને વિષ્ણુ તે પાળો તમામ; ૧૧
તામસ રૂપ શંકરનું તેથી કંઇક એમાં કરશે સંહાર,
કર્તા ભર્તા ને શીવ હર્તા એવા હક્ક આપ્યા એ વાર; ૧૨
મહામાયાના મહા કાર્યમાં તમો સજ્ઞાન પણે ત્રીદેવ,
એ મધ્યે મુખ્યમાં મહાદેવ મહા કામ કરનારા એવ; ૧૩
વિષ્ણુ વિરંચી ૨ અદ્રશ્યસાને પુનઃપણે પાછા પડીયા;
દ્રશ્યમાન સદાના શંકર એથી એ આગળ અડીયા, ૧૪
અવીનાસી ઉત્તમ પદ એનું સદા સનાતન સમજાશે
ઉત્પત્તિની કાયમ સ્થિતી આપ અજન્મા ઓળખાશે, ૧૫
તમો ત્રીદેવો આ જગમધ્યે પ્રભુ પણામાં પુજાશો;
મહામાયાના મહા મંડાણે આદ્ય રૂપમાં ઓળખાશો, ૧૬
ક્રમ પ્રમાણે તમામ તંત્ર, રચવા સારા સમજાવ્યા. ૧૭
બ્રહ્મ સદન કૈલાશ અને, વૈકુઠ વાસીયા માયાવી,
ત્રીદેવો ત્રીસ્થળમાં સ્થાપ્યા, અંતર માયા ઉપજાવી. ૧૮

વલણ.

ઉપજી માયા મુખ્યમાં, હરી હર વિધી જેહ;
પોત પોતાના પંડની, ફરજ બજાવે તેહ. ૧૯
ત્યાર પછી જે નિપજ્યું, સૌ સમજવા સાર;
જેષ્ટારામ જણાવશે, વર્ણવી એ વિસ્તાર. ૨૦

---

## અધ્યાય ૩ રાગ ચીનાસી ચોપાઇ.

મુળ માયાએ મંડાણ કીધું, સ્રષ્ટીનું કાર્ય સૌ સોંપી દીધું;
અધિકાર અવની તણો, આપ્યો, એથી પુરણ પ્રતાપ વ્યાપ્યો. ૧
બ્રહ્મા વડે રચના રચાય, વિષ્ણુ વડે પોશણ એનું થાય;
યોગ્ય સંહાર શીવ સંભાળે, સત્તા પોત પોતા તણી પાળે ૨
માયાવી બનતી બહુ બીનાય, જેમ જગત જામતું જાય;
વધવા માંડયો વિસ્તાર એથી, શીવ બ્રહ્મા ને વિષ્ણુ વડેથી ૩

---

૧ બ્રહ્મા ૨ બ્રહ્મા

એમ વખત વિશેષ ગયો, માપ રાખવા વિચાર થયો;
અનુક્રમ અનુકુળ આવે, ત્રણુમાં વારા ફરતાં ફાવે. ૪
માટે બાંધો એવું કાળ ચક્ર, કોઇ વાતમાં ન આવે વક્ર;
એવા વિચારમાં ત્રણુ દેવ. મળીને કરે ઠરાવ એવ. ૫

સુર્ય ગતીમાં ગણુતરી કીધી, પળ પળ પણુ લક્ષમાં લીધી,
અર્ક ઉગીને આથમી જાય; એટલી વેળા દીન કેહેવાય; ૬
જ્યારે દીનકર દેખાય નહી. વેળા એટલી ને રાત કહી.
રાત દિવસ બેઉ મળીને, એક દીવસ સ્થાપ્યો કરીને, ૭

એવા ત્રીસ દીવસ જ્યારે જાય, એને એક મહિનો બોલાય;
બાર માસનું બાંધીને માપ, એક વર્ષ એવી પાડી છાપ ૮
વર્ષ વડે સૌ ગણુતરી રહે, એને એક સંવત્સર કહે;
વર્ષ પુર્ણ તણો મેળ માપી. સાઠ સંખ્યા સંવત્સરની સ્થાપી. ૯

સાઠ વરશે પુરા જ્યારે થાય, એક સંવત્સરી તે કહેવાય.
એમાં ત્રીદેવના ત્રણુ ભાગ, વીશ વરશનો આવીઓ લાગ, ૧૦
એક વીશી એવું નામ ભણી, ત્રણુ વીશીઓ તે તણી ગણી;
પહેલી વીશી ૧ વિરંચીને આપી, બીજી વીશી વિષ્ણુંતણીસ્થાપી. ૧૧
ત્રીજી વીશી રાખી શીવ કેરી, વારા ફરતાં મારવી ફેરી,
વીશી વારો ૨ વીધી તણો આવે, ત્યારે અવની અતિ ઉપજાવે. ૧૨

એમાં થાય વૃદ્ધિમાં વધારો, રજો ગુણુ છે વધારનારો;
વીશા વિષ્ણુની સૌ પ્રજા પાળે, બ્રહ્માના રચેલાને સંભાળે. ૧૩
સાચવે સૌને સામાન્ન ભાગે, આવે શંકરની વીશી આગે;
મુળ તામસ તેથી સંહારે, વૃદ્ધિ કરતાં હાની વધારે. ૧૪
એવી રીતે મળી ત્રણુ દેવ, કર્યાં કરતા કારજ એવ;
અનુ ક્રમ રીતે અનુસરે, કાળ ચક્ર એવી રીતે ફરે. ૧૫

એક સમામાં શીવની જોશી, કર્યો વિશેષ સંહાર ૩ પીશી;
માપ કરતાં માર્યાં બહુ જીવ, કંઇક ક્રોધમાં આવેલા શીવ. ૧૬
વીશી ઉતરી બ્રહ્માની થઇ, ૪ અજ આવીયાં અમલ લઈ;
જાતે જોઇ રચી રચનાય, એમાં અતિશે ઓછી દેખાય. ૧૭

૧ બ્રહ્મા. ૨ બ્રહ્મા ૩ આપીને ૪ બ્રહ્મા

આપ મહેનત નિશ્ફળ જાણી, અતિ અંતરમાં ઓછું આણી;
રજોની રીતે હૃદય રૂઠયા, એથી ક્રોધના અંકુર ઉઠયા. ૧૮
અરે શીવ સ્વભાવના કેવા, ઉપજાવેલું અવટાવે એવા;
કરી નાંખ્યું છે કેટલું આછું, લત લાગે તો ન જુએ પાછું ૧૯
મારે પાછું એ ઘડવાનું રહ્યું, એમાં શંકરજીનું શું ગયું;
લાગે વસાવતાં વડી વાર, ખોતાં ન લાગે વાર લગાર. ૨૦
કયારે કરવું કે કઠણ પડે, પોતે તૈયારમાં આવી અડે;
વૃદ્ધિ દેખતાં વધારે ખીલે, મન મુકીને પ્રજાને પીલે. ૨૧
મુળ રેંનાર પોતે મસાણે, એથી મસાણ કરવાનું જાણે;
જાતે જોગી જાણે નહિં રીત, ભોગી ભાંગના ભાન રહિત ૨૨
રૂચે પાધર પાધર ઇચ્છે, પરની પીડા ન પોતે પ્રીચ્છે;
એવા શંકરને કેમ કરવું, મીથ્યા મહેનત કરીને મરવું. ૨૩
મને એવું પાલવતું નહીં; ન્યાય કરાવું વિશ્ણુને કહી;
ત્રણે મળીને ઠરાવ થશે, ત્યાર પછી આ કામ ચાલશે. ૨૪
કહ્યા વિના ન ખબર પડે, કાંક એમાંથી ઉકેલ જડે;
એવા ઉકાંટામાં અજ જામ્યા, વડા વિચારે વિરામ પામ્યા. ૨૫

વલણ.

વિરામ પામ્યા મન વિશે શ્રષ્ટા થઇને શુન્ય,
અંતરના આવેશમાં રહ્યા મુખથી મુન્ય. ૨૬
હવે હરી હર તે પછી સમજે સમાચાર,
જેષ્ટારામ તે જાણીને સૌ સમજાવે સાર. ૨૭

અધ્યાય ૪ રાગ ચોપાઈ (તુળશીદાસની)

મુન્ય થયાને લાગીયો લેશ શુન્ય વિરંચી પડયા વિશેષ
શ્રષ્ટિની કૃતી કરવાનું કાજ ઉદાશીમાં રહ્યું બંધ આજ. ૧
વિષ્ણું પાલકપણામાં પોતે એમને જણાયું જગ જોતે,
આજ ઉત્પન્ન આવે ન કશું બ્રહ્માના મનમાં કેવું વસ્યું. ૨
કયાંય ગયા કે કંઇ કશું થયું કાજ આજનું અચકી રહ્યું,
એવા વિચારમાં વિષ્ણુ વળીયા પ્રજાપતિ પાસે આવી મળીયા. ૩
ભાળ્યું તો બ્રહ્મા છે તદલીન અતિ અંતરમાં ઉદાશીન,
વદે વિષ્ણું વીધી શું વિચારો કેમ બંધ કર્યો કામ વારો ૪

બ્રહ્માએ ભાળીયા ભગવાન સજ થઇ કર્યું સનમાન,
આપ્યું આસન આગળ આવી પછી પોતાની વાત જણાવી. ૫
વિષ્ણું મને વસ્યો એ વિચાર શીવ સામી તાકા તકરાર,
આપણ ત્રણ દેવો સમોવડ એમાં જુદું શંકરનું તડ. ૬
સરખો આપણો અધિકાર એમાં શિવ વધ્યા છે અપાર,
તમોને અમો તો જાણું એક ઉલટો એમનો અવિવેક. ૭
ઉપજાવું હું સાચવો તમે અને શંકર તો સામા દમે,
પોતે સંહારકાર પણામાં ઘાંણ કાડી નાંખતા ઘણામાં. ૮
એટલે વૃદ્ધિમાં નાસ થાય મારી તમારી મહેનત જાય,
મારૂં ઘડયું પોશેલું તમારૂં શીવન જુએ સારૂં નઠારૂં ૯
ઘડી ઘડીને મરૂં છું મથી એનો હિસાબ હરને નથી,
વિષ્ણું તમારૂં શેવેલુ સર્વ નાંખે સંહારી કેટલો ગવ ૧૦
માટે મારે ન ઘડવા જીવ પછી કોને સંહારશે શીવ,
તમારે પણ મટશે મહેનત ભલેને જતું રહે જગત ૧૧
વિષ્ણું વદે અરે બ્રહ્મા ચાલે એ તો ઉલટું આપને સાલે,
માયાની લીલાનો લોપ થાય જગ જામેલું અવટાઇ જાય. ૧૨
પામે મહામાયા એથી પ્રકોપ થાતાં આજ્ઞા તણો એમ લોપ,
તમો કર્તા અને અમો ભર્તા સ્થાપીયા એમાં હરને હર્તા. ૧૩
અનાદિ તણો છે એવો ન્યાય પ્રલય જેવું પ્રલયમાં જાય,
એમાં શો દેખીએ શીવ દોશ તમો ન રાખશો રેશ રોશ ૧૪
અમો શંકરને તેડી લાવું સમાધાન તમારૂં કરાવું,
એમ બ્રહ્માને સમજાવી હરી હર પાસે ગયા હર્ષ ભરી. ૧૫
ચાલો શીવ પડયું તમ કાજ બેઠા રીસાઇને અજ આજ,
આપ પ્રત્યે અનુચીત આણી કરવા ધાર્યું છે ધુળધાણી. ૧૬
સમજાવો આવી તહી તમો આવ્યા તેડવા આપને અમો,
ભલે ભાખ્યા હર હરખાઇ ચતુરાનનને મળ્યા જઇ. ૧૭
શીવ બોલીયા સાંભળો વીધી કહો મરજી આજે કેમ કીધી,
કહો શો પડયો છે મારો વાંધો આમ આગવા સલાડા સાંધો. ૧૮
મારી વીશીનો મેં વારો કર્યો અનુકુળ રીતે અનુસર્યો,
તેમાં તમો આણી આમ ઓછું કરવા છેક ધાર્યું શું તોછું. ૧૯

બ્રહ્મા બાએ ભલે ભોળાનાથ  આપ આવીયા શ્યામની સાથ,
આજ ત્રણે થયા ઠીક ભેળા  મારે બોલવાની આવી વેળા. ૨૦
તમો તામસી ન તમા તમને  અતિ હલકા જાણો છો અમને,
ઉદર વટમાં વધ્યા વધારે  માટે કરવું ઘટે આમ મારે. ૨૧
તમો માહક મગરૂબી રાખો  કરો સંહારકારમાં સાખો,
જણાતાજ મેલા ઘેલા જેવા  ઘડીમાં કરો ગજબ એવા ૨૨
ઉંટીયાનું કુટીયું કરી નાંખો  કોની શર્મ જરા નવ રાખો,
મારૂ શીશ કાપેલું જ્યારથી  આપને ઓળખું છું ત્યારથી ૨૩
સીદ આટલો સંહાર લીધો  મને કેટલો હેરાન કીધો,
કર્યું તૈયાર તે કીધું દુર  તમો શેઠને અમો મજુર ૨૪
માટે હું હવે ઘડીશ કયારે  મારૂ મન મનાવશો જ્યારે,
એટલું બોલીને જોયું દોઢું  જરા બ્રહ્માએ મરડીયું મોઢું. ૨૫

વલણ.

મોઢું મરડી બેશીયા  બ્રહ્મા થઇને રાંક,
કહેવાનો રહી જાય છે  બાકી બીજો વાંક. ૨૬
ત્રણમાં સરખો ભાગીયો  એનો નહિ હિસાબ
બ્રહ્મા તો ભોળા હશે  શિવ દેખાડે હાબ. ૨૭

અધ્યાય ૫  રાગ મારૂની ઢબમાં લગાર લેકાવીને લેજો.

અજ ઉભરો ઉરનો કાડે  જાણે વિષ્ણું છે ઠેકાણું પાડે,
એવા ત્રેદેથી ઉચું ઉચરે  આંખો આધીપાછી અતિકરે ૧
સુણો વિષ્ણું વૃતાન્ત છે બીજું  એટલે આમ આપને ખીજુ
જુઓ આપણ ત્રણ સમાન  ત્યારે ત્રણેનું સરખુ માન. ૨
જક્તના કાર્યમાં ભાગીદાર  નહિં અધિક ન્યુન્ય લગાર,
તેમાં તમો બેઉ જણા એક  મને બ્રાહ્મણ જેવો ગણો છેક. ૩
તમો પરભાયો પુજાઇ જાઓ  બધુ જક્ત બળીદાન ખાઓ,
જ્યાં ને ત્યાં જગતમાં જણાતા  પ્રાણી માત્રના હાથે પુજાતા. ૪
દુનિયામાંથી દશાંશ લેતા  કયારે એક પાઇ મને દેતા,
પ્રભુ પણામાં તમો પેખાતા  અમો કુટાઇ મરીએ વિધાતા. ૫
કહો જક્તમાં વાગે જમાવ  મારો કોઇ પુછે નહિં ભાવ;

હરિહરના યજ્ઞ હોમ આદે જનો જક્તના બાળવે બદે. ૬
કરનારાનું તો નહિં નામ ધરણીમાં મળે નહિં ધામ;
બેઉ જણની મુર્તિઓ મનાય ત્રીજો બાગીયોનવ ઓળખાય ૭
તીર્થો તમામ તમાશા નામે કોઇ ન જુએ સ્રષ્ટાની સામે,
જુઓ શીવ હું સૌ થકી પહેલો કાં રૂપ માયાએ કરેલો. ૮
રચુ પ્રથમ હું રચનાય ત્યાર પછીએ તમારી થાય
ન રચુ તો બેઉ રહો બેશી કોને પાળો કોને નાખો રેશી ૯
માટે વિષ્ણું જીવદો વિચારી એક અદ્દલ ન્યાય ઉતારી,
આમાં શું મારૂ કહેવું છે ખોટું મેણું દેવાનો આપને મોટું, ૧૦
તમો ખાઓને ખવરાવો નહીં એટલી અકડાશ તો રહી,
ભાખે ભુતળ કે શીવ ભોળા પણ ગમડાવતા દેવા ગોળા. ૧૧
બારોબારનું બથાવી જાય મારો હિસ્સો હરિહર ખાય,
સ્વાર્થ સાધતાં આવડયો સારો કર્યો પરભાર્યો પગ પેસારો ૧૨
ગામો ગામ સૌ ઘરે ગણાય દેરાં દો દેશ દેવ દેખાય,
એ બધામાં તમો બેઉ જણ નહિ બ્રહ્માના કર્મનો કણ. ૧૩
દહાડા નહિં દફતર માંય જરા મનમાં આવે છે કાય,
માટે હવે આથો નહિં ચાલુ મારો પૃથવી પર પગ ઘાલું ૧૪
હિસ્સો હકનો આપશો જ્યારે મનાવાનો છું માધવ ત્યારે
આપ બેઉ જણા એમાં જાણો કયાશ કરીને વાત પ્રમાણો ૧૫

વલણ,

પ્રમાણો વાત વિષ્ણું તમો સમજો શિવ સંગાથ,
હું ભોળો બ્રહ્મા સમો હેતે ઝાલો હાથ. ૧૬
હરિહર હરખી ઉચરે વડો કરી વિચાર,
જેષ્ટ જણાવે તે સઉ કાવ્ય કરી તૈયાર. ૧૭

અધ્યાય ૧ રાગ આશાવરી

બ્રહ્માનું ભાખેલું સાંભળી શ્રી પતી પશુપતી પ્રત્યે કહે છે,
શંકર શાંભળ્યું સ્રષ્ટા વદે સાચું જેવું છે એ ઉચરે છે, ૧
ન્યાય નીત તણી વાત વિચારતાં એમને ઓળખે કોણ,
જક્તમાં જોઇ વળો કયારે જડે કાંહય અજ નામનું એધાણ. ૨

માટે મનાવા ઘટે હવે આપણે સારૂ કરી સનમાન,
બ્રહ્માજી ભોળીયા છે ભલા માણસ ઉઘડીયા આજ કાન, ૩
શંભુ વદે વિષ્ણુ તમો કરો એમ આપની મરજીએ મારી,
મારી દો મેખ ભવો ભવ બ્રહ્માની ઉપમા આપીને સારી, ૪

રચના રચનારા બહુ કહે મહેનત જો એમને કોન માને.
ઓછું દેખાય છે એ વડે આપણું માટે મનાવો બ્રમ્હાને, ૫
આપને ઉત્તર એ દેતાં આવડે ગોઠવશો ગોંઠ બંધ,
ઉપમા આપ્યામાં બાકી ન રાખશો સાંધો દો સાથે સબંધ. ૬

એક મતમાં આવીને હરિહર, વિષ્ણુ ને પ્રમુખ કર્યાં,
ભવોભવ મેખ બ્રહ્માની મારવા આપ હશીને ઉચર્યાં. ૭

સાંભળો બ્રહ્માજી ભુલ ભાસી પણ અમો ચુકયા નથી ચીત,
આપના તરફના તમામ હિસ્સાની અમે કરી એવી રીત. ૮

આપના કર્તા પણે આવે અગવડ એટલી નહિં અવકાશ,
જ્યાં ને ત્યાં જાતાં જામે નહિ જગત ખામી આવે એમાં ખાસ, ૯
એટલે અમોએ ન્યાય એ ઉતાર્યો આપનો જે પરિવાર,
બ્રહ્માપદ અમે આપ્યું જાણી આપ તરફનો સૌ અધિકાર ૧૦

આપના વંશ જો આપ જેવા થયા અમોને પુજાતા કરીયા,
અમોને જગતમાં એણે જણાયા, એ એમાં ઉંડા ઉતરીયા. ૧૧
અમારી પ્રાણ પતિષ્ટાના પ્રારંભે બ્રહ્માચાર્ય થઇ આવે,
એ પછી સૌ શેવા કરૂ અંગીકાર ત્યાં તેજ પાસે પુજાવે. ૧૨

અમો મુર્તિ માન ને તમો પ્રતક્ષ પુજાઓ અમારી પાસ,
અધિક માન અમો થકી આપીએ રાખીએ આપની આશ, ૧૩

કહો બ્રહમા પછી વાંક કાડો સાનો શું ? છાનું સંતાડી રાખ્યું,
તમો નહિં તો એ તમારા સૌ સુત સરખા પણું સામું નાંખ્યું, ૧૪

આ બધું બોલવું ન ઘટે આપને મુળ બ્રહમા ભોળા એથી;
તદુપરાંત વળી અમો આપને વરદાન આપુ મજેથી. ૧૫

તમો તમારૂ જગત રચ્યા કરો આપના અર્ભકો જેહ;
બ્રહ્માની બ્રાહ્મી આપો કરે બ્રાહ્મણ પોતે નિભાવશે તેહ ૧૬
આપના વંશ વિશે વડા વિદ્વાન ઉપજતા આપ જેવા,

બ્રહ્મયોની તણા પુર્ણ પ્રભાવથી બ્રહ્મપુત્ર પાકે એવા, ૧૭
માટે એમાં ન જોવા જેવું આપને તમો જગત જમાવો,
આપી અધિકાર અર્પકને એમ પ્રેરક પણે પુજાવો, ૧૮

બ્રહ્મા ભાખે ભલું ભાંખીયા ભુધર આપ ભલા ભગવાન;
ન્યાય નીતિ નરખાણિ હવે મને આ વાતમાં આવ્યું ભાન ૧૯

ત્રીદેવ પંક્તિમાં તમે ગણ્યો મને સાચવ્યું સમાન પણું
સારી રીતે સમજાયું સઉ પણ હું હવે એટલું ભણું ૨૦
એક રહે અંદેશો મારા ઉરમાં એટલો પણ આપ કાપો,
પાળ્યા કરો બોલો છો જે બેઉજણ સદાનું વચન આપો, ૨૧

બ્રહ્મી વૃતિ ભલે આપુ બ્રાહ્મણને એઓ કર્યો કરે કામ.
હું મારી મેળે રચના રચ્યા કરૂં તકરાર તોડી તમામ ૨૨
પુત્ર પ્રતક્ષ પણે પુજાયા કરે બ્રહ્મત્વ રૂપમાં સદા,
હરિ હર મળી મારી આપો મેખ પાછી પડે નહિં કદા. ૨૩

વિષ્ણુ વદે અમો વાડવના વશ વાડવ ના મુખે રહીશું,
વિપ્ર વાણી વડે પામીશું વિસ્તાર દ્વીજ દ્વારા બલી લૈશું ૨૪
પૃથ્વી પરના પ્રતક્ષ દેવએ ભુદેવ નામે ભણાશે,
રૂશી રૂપે દ્દઢ ધર્મના ધારક વિદ્યા વિલાશકથાશે. ૨૫
વિષ્ણું કેમહાદેવ કિંવાકો દેવતા તમામના ભકતો જેહ,
ભગવાનના જેવા બ્રાહ્મણને માની, સાચવશે શેવા એહ, ૨૬

સકળસુરનું મુખ એ સોમપ ભારે થશે ભાગ્યવાન,
પ્રત્યેક દેવ એ પોતે બેસારસે જાતે મેળવશે માન, ૨૭

હર કોઇ ધર્મના મારગના મુળે બ્રહ્મબીજ બીજ રોપે,
આચાર્ય પદમી પ્રથમ બ્રહ્માની કોઇ માઝા નહિ લોપે, ૨૮
ઉપદેશ આપશે અવનવા એવા સૌવર્ણના ગુરૂ ચાશે,
મુળ મંડાણના વિલાસમાં વડા ગ્રંથ કારક ગણાશે, ૨૯

દેવના દશાંશે દેવા તણાં દાન લેશે અધિકારી આપ,
તમામ દેવના મંત્ર વિપ્ર વશ સૌના જાપી જાણે જાપ, ૩૦
ભુતળમાં ભુત ભવિસ્ય વારતા બ્રહ્મપણાથી જણાશે,
પ્રત્યેક વાતનો ખુલાસો પુછવા પંડિતની પાસે જાશે, ૩૧

જન્મ પરણુમણું તણી ક્રિયાસઉ બ્રાહ્મણના હાથે થાશે,
તમામ વર્ણમાં પોતે પુરોહિત ગામના ગોર ગણશે. ૩૨
યાગ યજ્ઞાદિમાં એ પોતે યાજ્ઞીક તમામ મેળવે તત્ર,
ગમે તેવિદ્યા તણુ બીજ એ બ્રીજ મેળવશે મહામંત્ર, ૩૩
બ્રહ્માંડ તંત્ર તણી ગતિ તમામ ભુગોળની આદે જેહ,
ગણીત ગણી સૌ વખત વરતશે ટીપણાં તપાસી તેહ, ૩૪
બ્રહ્માજી આપના બ્રાહ્મણને આપ્યું સૌના થકી શ્રેષ્ટપણું
પણ એમાં એક કહેવાનું એટલું એ પણ આપને ભણું. ૩૫
જ્યાં સુધી બ્રાહ્મણ બ્રહ્મત્વ પાળશે, ત્યાં સુધી એવા અમુલ
ધર્મભ્રષ્ટ થતા દૈવત સૌ જશે થાસે સૌના સમતુલ, ૩૬
બ્રાહ્મણપણું ન હોય એની પાસે તો પછી કિંમત કોડી, ૩૭
પુજાવાપણું એની પાસે નહિરહે નિભાવસે હાથ જોડી,
આવી રીતે બ્રહમા અને શીવ બે મલીને વરદાન દીધું
અંત લગી સહી અમો પાળીશું સૌસુરે કબુલ કીધું, ૩૮
વદો વીધી હવે ઇચ્છા કેવી આપ માગવું આથી અધિક,
બ્રહમા કહે એક આકાંક્ષા એટલી, નિશાની રાખો તો ઠીક, ૩૯

વલણ

ઠીક નિશાની રાખશો, બ્રહમાની ભગવાન,
અજ આશ્રમ સૌ ઓળખે એટલું રાખો માન, ૪૦
ભાળી બ્રહમાની ભાવના વિષ્ણું વદીયા એમ,
જેષ્ટ કહે સૌ શાંભળો પુરણઆણી પ્રેમ, ૪૧

અધ્યાય ૭ રાગ મેવાડો,

ભગવાન બ્રહમાની ભાવના ભાળીને પુરા થયા પરશનજી,
વિધીનું માન વિશેષ વધારવા ઓશ્રીયા જુગજીવનજી. ૧
પ્રજાપતિ હું હવે આપપ્રતિમા પધરાવું મુજ મુકામજી,
મારી પાસે રોજ માનુ ને મનાવું પુશ્કર રાજના ધામજી ૨
પધરાવાશે મુરતી આપની તહી જુગો જુગ જણાયજી,
મારા સૌ શેવકો સો શેવા સાચવે મારા સંગાથે સહાયજી ૩

વિષ્ણુ વાણી સુણી થઇ ઇચ્છા શીવને હું પણ બ્રહ્માથી ભાખુજી,
શાંભળો બ્રમાજી હું આપ મુરતી મારી કૈલાસમાં રાખુજી, ૪

બ્રહમા ભણે ભલે એકની મરજી આપનાં વચન માપુજી,
હું હવે રચુ મારા નામનુ એક આગવું સ્થાનક સ્થાપુજી. ૫

વદે હરિહર બ્રહ્મા ભલે ભલે ચાલોને જક્તમાં જઇએજી.
આપને યોગ્યતા આવે એ સ્થળમાં થઇને જાહેર થઇએજી, ૬

ત્રણ દેવો તર્ત તે ત્યકેચાલીયા. આવ્યા મૃત્યુ લોક માંયજી.
મરૂત ગુર્જરના મધ્યભાગમાં જગા તણો જોગ જાંયજી. ૭

ત્રીદેવે મળીને નક સ્થાપીયું પુર્ણ બળ પસારીજી.
અવનીના અંત ી રહે કાયમ મેખ બરોબર મારીજી, ૮

તમામ તીર્થોનું ફળ આ એકમાં આપવું એમ વિચારજી
ત્રીવેણી ત્રઠ રચ્યું ત્રીદેવે મળી મુકીયું મહાતમ અપારજી, ૯

શંકરે ગંગધાર ઉપજાવી ત્યાં વિષ્ણુ એ યમુના ધારજી.
સરસ્વતિ ધાર બ્રહ્માએ આજાવી સંગમ રાખ્યો તે ઠારજી, ૧૦

વિષ્ણુવદે વીધો આ તીર્થ તમારૂ અવનીમાં છે ફક્ત એકજી.
અમારાં તમામ તીર્થોની સંગાથે કરશે બરોબર છેકજી, ૧૧

આ સ્થળ મુરતી આપવી પધરાવો પુજે પ્રજા પરિવારજી.
આપનો મહિમા વધારે વાધશે પ્રખ્યાતી પામી અપારજી, ૧૨

આપનું ઉત્તમ તીર્થ અમે રચ્યું જે જન આવશે હોયજી.
બ્રહ્મપ્રતિમાનાં દરસન દેખાતાં. સૌ તીર્થનું ફળ હોયજી, ૧૩

વાડવ વર્ગ જે વિશેષપણામાં આપ પ્રતિમાને પુજેજી.
બ્રહ્મ આવેશ તણો ઉગો અંકુર સુદ્ધતા પામીને સુંઝેજી, ૧૪

નરનારી નેહે આવી તીર્થમાં નીતિની રીતમાં ન્હાશેજી.
ભલી રીતે બ્રહ્મભાવના ભાળતાં મનવાંચ્છત ફળ થાશેજી. ૧૫

એમારી મુરતી પ્રત્યેક સ્થળમાં પુજતા પ્રત્યેક લોકજી,
એક વાર જો નહિં પુજે આપને તો અમો તે કેરૂ ફોકજી. ૧૬

આ બ્રહ્મ તીર્થમાં બ્રહ્મત્વ પાળતો ભલી રીતે સુખી થશેજી,
જુઠપણું ન નસે બ્રહ્મક્ષેત્રમાં ઉલટો અવટાઇ જાશેજી. ૧૭

આપે આ ખેડ કરાવી ખરેખર મહિમા માટે તમામજી,
તેથી આ બ્રહ્મક્ષેત્રનું આગે જતાં થાશે બ્રહ્મખેડ નામજી. ૧૮

એવી રીતે હરિહરને બ્રહ્માએ મહાત્મ મુકીયાં હાથેજી,
પુન્યનાં પ્રમાણ સ્થાપ્યાં પુરેપુરાં ત્રીદેવે મળીને સાથેજી

બ્રહ્મક્ષેત્ર તણી રચના રચીને ત્રણે થયા તુષ્ટ માનજી,
અત્યંત હર્શનો ઉભરો આવતાં ભાગી ઉઠયા ભમવાનજી. ૨૦

સુણો શીવ હવે બ્રષ્ટાને સમજાવ્યા સારૂ કરી સમાધાનજી,
આનંદનો દીન આપણે આજનો ધરો મ્હામાયાનું ધ્યાનજી. ૨૧

બ્રહ્મા ભાખે ભલે ભગવતી તેડાવો રાખુ મારા સ્થળ માંયજી,
મહામાયા વડે થશે વિખ્યાતી જગતમાં જ્યાંને ત્યાંયજી. ૨૨

શીવ કહે કહેવાનું કરતો હતો એવામાં વિષ્ણુએ કહ્યુંજી,
સારી રીતે કરો અંબ આરાધના ત્રીદેવે લક્ષમાં લહ્યુંજી. ૨૩

વલણ

ત્રીદેવે લહ્યું લક્ષમાં ધાર્યું ધરવા ધાન,
ઉમંગના આવેશમાં ગંભીર કરતા ગાન. ૨૪

વાણીના વિલાસથી આરાધે અંબાય,
જેષ્ટારામ જણાવશે આગળનો અધ્યાય. ૨૫

અધ્યાય ૮ રાગ (સ્વતન મંજરીનો)

જય જગદંબા જગ જાતારે. અંબે અંબે,
જય વિશંભરી વિધાતારે અંબે અંબે. ટેક

બ્રહમ રૂપા અનુપ અરૂપા ચીદાનંદ ચિદશક્તિ,
અપરિમિત અમિત ઉપાવન તુવિસ્તારણ વ્યક્તિ.
આદ્યબીજનું ઇચ્છા રૂપે થઇ અવની આશક્તિરે અંબે૦ ૧

મહિતળના મુળમાં મંડાણે પરખાતાં પરાંબા,
ચરા ચરાત્મક તનમય વ્યાપક સૌ સ્થાપક જગદંબા.
માત ગુણાત્મક ત્રીદેવ આજે આરાધે છે અંબારે. અંબે૦ ૨

બ્રહ્મ ભાવિની માત ભવાની ભરપુર ભુતળ ભાશો.
પુર્ણ:પ્રભાકર માત પરાત્પર પ્રાણી મંત્ર પ્રકાશો,
પ્રેરકપણમાં પોતે અંબા અંતરમાં ઉજાશોરે. અંબે૦ ૩

સ્રષ્ટિના સારૂ સરજાવ્યા આપ કૃતિ અનુસરીએ,
આકીનતા આણી અંતરમાં ધ્યાન આપનું ધરીએ.
પ્રગટ પડો પોતાના જાણી દેવી દરસન કરીએરે, ,, ૪.

આજ અમોને એવી ઇચ્છા તકમાં ત્રણે ભેળા.
મહામાયાની માયા જોવા મળી અમોને વેળા.
આ અવસરમાં આદ્ય અંબિકા સરજાઓ સવેળારે. ,, ૫

વિશ્ણુ વિરંચી શંકર સમરે પુલકિત પ્રેમ પસારી,
ચેતન શકિત ચીદ્‌ચીદ્ પ્રત્યે અરજી ઉર ઉતારી.
પ્રગટ પડયાં પરાંબા પોતે રૂપ અંબાનું ધારીરે, ,, ૬

માયામય સ્વરૂપ સરજાયું અતિ અનોપમ એવું.
તેજોમય તન મહા તેજસ્વી કોટી અર્કમય જેવું,
દર્પહાર અપાર ઓપતું ચકચકીત પણ તેવુંરે ,, ૭

અલંકાર સણુગારની સાથે ભલી ભ્રકુટી ભાસે,
આદ્ય અંબિકા રૂપે આપ પ્રબળતા પ્રકાશે
ત્રીદેવોની અરજ ઉપરએ આવી ઉભાં પાસેરે. ,, ૮

ક્ષમા ક્ષમા ત્રીદેવો તમને મેં દીધું દરશન,
પ્રથમ પુરૂષ પણામાં પેખી છું પુરી પરશન.
કરો ખુલાસો ખુંખારીને જે ઇચ્છા હોય મનરે, ,, ૯

શંકર સહ વિશ્ણું વિરંચી પ્રેમે પાયે લાગે.
માયાની મહેરબાની માટે મનવી માફી માગે
અનન્યતા આણી અંતરમાં શિશ નમાવ્યાં આગેરે ,, ૧૦

ત્રીદેવો કહે માત કૃપા કર દયા વડે દરસાયાં
આજ અમોને ઉમંગ અતિશે એથી મા બોલાયાં
ભલી ભાવના ભાળી ભલે આ અવસરમાં આવ્યાંરે ,, ૧૧

માત હવે સમજાવો અમને [illegible] [illegible] [illegible]

અનુકુળના અનુસારમાં આવે યોગ્ય અતિષે
માયાનું વિસ્તારો વર્ણન જોવા જેવું દીસેરે. ,, ૧૨

જોવા જેવી જે જુકિત તે જોવાની ઉર આશા,
સારાપણ સરજાવા અમને અંતરમાં અભીલાશા;
માટે મંમાયા મન મુકી કરો ખુલાસા ખાસારે ,, ૧૩

વલણ.

ખરા ખુલાસા આપશો મહામાય કરી મહેર
જગજાતા જણાવશો જકતતણી સૈ પેર ,, ૧૪

અંતરના આવેશની જગદંબા છે જાણ
એજ જનુની જેષ્ટની વેગે વદીયાં વાણ ,, ૧૫

અધ્યાય ૯ રાગ. ત્રીતાળી ચોપાઈ.

વદ્યાં વિશંભરી સુખરાણી જકત ઝાઝું જમાવવા જાણી,
પુર્ણ પાડવા માયા પ્રભાવ થયાં ઉર ઘણાં ગરકાવ. ૧

સુણો ત્રીદેવો હું મુળ માયા માયા વડે સઉ સરજાયા,
ઈચ્છા અંતર ઉપજે જેહ જાણવું બીજ માયાનું એહ ૨

વૃત્તિરૂપ હું પ્રેરણાકાર ઉપજી ઉપજાવું અપાર
જ્યારે માયાનો પ્રભાવ વાધે માયા વડે સૈ કારજ સાધે ૩

માયા વિના બેસે નહિં મેળ માયા સૌનેકરે સેળભેળ,
માયા અંકુર ઉપજે જ્યારે કરવાપણું સાંપડે ત્યારે. ૪

પ્રવોર્તરૂપ પસારપણે માયા માયાવી મંડાણ ચણે,
માયામય આ જકત જણાય માયા હોય તો સૈ સમજાય. ૫

સુણો શ્રીપતિ અવનીના આદે બ્રહ્મગતિ જાગી ઉઠી જાદે
સ્પુરણાકાર ચૈતન્યશકિત ઇચ્છા ઉપજી કરવા સૈ વ્યક્તિ. ૬

મુળ માયા સ્વરૂપ એ મારૂ મહામાયા વડે થયું ન્યારૂ
અરૂપે સરજાયું સ્વરૂપ તેજોમયપણે તદરૂપ. ૭

[illegible] વાધ્યું મહતત્વ ઉપજી આવીયું મહતત્વ,

થાતાં પ્રફુલ્લપણે પસાર નાદાત્મક થયો ૐકાર ૮
એના વિકાશમણામાં આપ ત્રીગુણાત્મક વાધ્યો પ્રતાપ,
એથી ઉપજ્યા તમો ત્રીદેવ વિષ્ણું વિરંચી વળી મહાદેવ ૯

ત્રીગુણના અનુસાર એહ ત્રીગુણી માયા રચાતી તેહ,
માયાવી રચના માયા વડે માયાના જોરે પ્રગટ પડે. ૧૦

એવો મારી માયાનો પ્રતાપ રજોરૂપ બ્રહ્મા થયા આપ,
માયાનો જોગ જણાશે નહીં એથી ગતિ સંકેલાણી નહીં. ૧૧

વિશ્ણુંને પણ થએલું એમ પશુ પતિનો પરખાયો પ્રેમ
મારી માયા અનુસારે અમો પુનહાં ઉપજાવીયા તમો. ૧૨

જકત કાર્યનો જાણીને જોગ પસારીયો માયાવી પ્રયોગ,
ઇચ્છાકાર થતાં તદરૂપ ઉપજી આવીયાં ત્રણ રૂપ. ૧૩

ગુણ ગુણ અનુસાર એહ તામસ થકી મહાકાલૈ તેહ,
વૃત્તિ સાત્વિક મહાલક્ષ્મૈ કીધું રાજસી મહા સરસ્વતૈ કીધું ૧૪.

મહાકાલૈ ઉમા નામ ધારી પ્રીતિ શિવની સાથે પસારી
મહાલક્ષ્મૈ એ વિશ્ણુને વરી સાવિત્રી રૂપ બ્રહ્માએ ધરા. ૧૫

ગુણ ગુણ રીત અનુસરૂ એક એકમાં પુરતી કરૂ.
મહા સરસ્વતિ દ્વારાધરી બ્રહ્મનાદ વિલાસમાં વશી. ૧૬

બીજ બાવન તૈયાર કર્યાં ઉચ્ચારમાં અનુક્રમ ધર્યાં,
સ્વર વ્યંજન બાકે વહાય એહ મહા વિદ્યાથી રચાય. ૧૭

મહા વાણીનું રૂપ વિસ્તારૂ બ્રાહ્મી ભારતી બી નામ ધારૂ,
સરસ્વતિ આર્યા કામધેનું વેદ ગર્ભાએ નામ છે એનું. ૧૮

રજોગુણે કરૂ વૃત્તિ વાસ આપુ અંતર એવો ઉજાશ.
તર્ક શકિત વિચારમાં વાધું કલ્પના કરાવી કાજ સાધું. ૧૯

મહાલક્ષ્મૈ એ સાત્વિક વૃત્તિ પ્રજા પોશણમાં કરૂ કૃતિ.
અન્નપુર્ણા એ અંગ અમારૂ રસ કશનાં બીજ વધારૂ. ૨૦

શાન્તિ રૂપ સંચારવા સારૂ શ્રી ઇંદિરા એ નામ મારૂ
વૃત્તિ સાત્વિક સૌમાં કરાવું પરસ્પર પ્રેમ ઉપજાવું, ૨૧

પછ કાલે એ તામસ રૂપ તામસા કારમાં તદરૂપ,
મહાકાલી મહામારી કૃષ્ણા કાલરાત્રી ક્ષુધા તૃષા તૃષ્ણા, ૨૨

કરૂ તામસમય તદા કાર ઉપજાવું એવો અહંકાર.
એવાં ત્રીગુણ તણાં ત્રીરૂપ મારાથી ઉપજેલાં અનુપ, ૨૩

વર્યાં તમો ત્રીદેવને તેહ એક એક અનુસાર એહ,
રચ્યાં સ્ત્રી પુરૂષનાં જોડાં એમ બનાવટ બહોળી બને જેમ, ૨૪

બેઉ આકારમાં વાશ ધારૂ પ્રાણી માત્રમાં ચેતન મારૂ
વશી વપુમાં વિચાર શક્તિ અવનીમાં કરાવું આશક્તિ. ૨૫

જહદા જહદ મારો વાશ પાડુ પ્રવેશ પણે પ્રકાશ,
શક્તિ ચેતન જણાતી જેહ સત્તા રૂપ વસેલી હું તેહ. ૨૬

બુદ્ધિના દ્વારમાં ધ્યાન મારૂ નિદ્રા ક્ષાંતિ ક્ષુધા રૂપ ધારૂ,
શરિરમાં શશક્તિ સંચરૂ છાયા તૃષ્ણા જાતિ ભેદ ધરૂ, ૨૭

લજ્જા શાન્તિ, શ્રદ્ધા, કાંતિ, જેહ ધૃતિ વૃતિ સ્મૃતિ ગતિ એહ,
દયાતુષ્ટિ પુષ્ટિ, માતૃ કહે છે ભ્રાન્તિવિતિ ઈત્યાદી વદે છે, ૨૮

અનેક રૂપે વપુમાં વશું પળ માત્ર ન અળગી ખશું,
માટે શાંભળો વિશ્ણુ વિરંચી માયાના બળે શકાય સંચી, ૨૯

તમો ત્રીદેવ દિલમાં દેખો માયાનું રૂપ લક્ષમાં લેખો,
કહો કયા સ્થળે નથી માયા માયા વડેજ બનેલી કાયા, ૩૦

પંડે પેખવા પણું ત્યાં સુધી માયાના બળે લીધુછે રૂધી,
માટે માનો આ માયાનો તંત્ર સત્તાધીશ એ પોતેસ્વતંત્ર ૩૧

માયાનો જેવે પ્રભાવ પડે અલૌકીક ત્યાં માયા ઉપડે
માયાથી ઉપજે જીવ જંત માયાનો ન પામી શકે અંત ૩૨

માયા અકળ કળ્યાંમાં નાવે બણી ગહન ગતિ ચલવે
પોતે ચરાચરાત્મક ચાલે ચૌદ બ્રહ્માંડ માયાથી હાલે, ૩૩

યંત્ર માયાનો માયા ચલાવે દોરી હાથમાં જેમ હલાવે
માયા રમાડે એ રીતે રમે જકત માયાનું માયામાંસમે, ૩૪

માટે માયાવી પદાર્થ જેહ માયા વડે ગતિમાન તેહ,

જીવ જંતુ સૌ માયામાં આવ્યો  માયા જીવ જંતમાં પ્રમાણો ; ૩૫
ભરપુર રહેલી ભરાઇ  માયા વિના આલી નહિ કાંઇ
જળ સ્થળ આદિ જોશો જાય  માણસના જીવ જણાશે ત્યાંય, ૩૬
ખણી ખોતરી શોધમાં જાશે  ગમે ત્યાં માયા બીજ જણાશે,

વલણ

જણાસે બીજ માયાતણું  જોતાં જે જે સ્થળ.
ભાસે સૌ બ્રહ્માંડમાં  માયાનું પરિબળ, ૩૭
તેથી ત્રીદેવો તમો  પરખી માયા રૂપ.
જાણી જકત જમાવજો  ઉત્તમતામાં અનુપ.

અધ્યાય. ૧૦ રાગ આશાવરી,

જગદંબા અંબાનુ રૂપ ધારીને  ત્રીદેવોને સમજાવે,
પોતા તણું માયાપણું ગાયું ઘણું  જેમ સમજવામાં આવે. ૧
વિષ્ણું, વીધી, શિવ સકળ શાંભળી  આવીઓ અતિ ઉત્સાહ,
અતિ અજાયબ મંમાયાનો ખેલ  વિશંભરી વાહ વાહ. ૨
માત મયા કરો વાત ઉરે ધરો  આપે આ વિસ્તારી માયા,
કર્તા ભર્તાને હર્તા પણું પાળવા  માયામાં મુકી ફસાયા. ૩
આપે કરી એમ કાર્યની કાળજી  યોજનામાં અનુંસરવું,
સમય સમય સાચવવો પડે  યોગ્ય અનુંકુળ કરવું ૪
અને અંબા આપ અદ્રશ્ય અગ્નિમાં  અરૂપથી ઓળખાઓ,
અમારી મદદે અમારી હારમાં  સ્થાનકે સ્થાપન થાઓ. ૫
અવનીના કાર્યમાં હર ઘડી અમારે  માયા તણું પડે કામ,
એટલે ક્યાં સોધવા જવું માયાને  ધરણીમાં ન હોય આમ. ૬
એથી મંમાયા આ રૂપે રહો અહીં  અમો આરાધન કરીએ,
જગત રચ્યું તો જગતમાં રહો  સેવા અમો અનુસરીએ. ૭
એવી રીતે ત્રીદેવો તણા ઉરની  ભરપુર ભાવના ભાળી,
અંતર આણીને યોગ્યતા જાણીને  ઉચર્યો આપ કૃપાળી, ૮

તમો ત્રીદેવ તણી ચારૂ ચાહના જાણી અમો જગદંબા,
વિશ્વમાં રાખીશ આ રૂપ કાયમ હું ઉપજી આદ્યઅંબા. ૯

હું હવે જકતમાં જાહેર પડીને સાથમાં સામેલ રહીશ,
કાર્ય અનુસાર હું આદ્યઅંબિકા અવનવાં રૂપ લહીશ. ૧૦

બ્રહ્માંડમાં ભીડ કો વાતે ભાળતાં, તકમાં તૈયાર થઇશ,
શાયકતા સાચવીશ સુરો તણી જોગવણી જોઇ જઈશ ૧૧

જેવાં જેવાં કામ કરીશ એ પર પ્રથક પડશે નામ,
ચંડિકા ચામુંડા દુર્ગા ભદ્રા એમ તુળજા આદિ તમામ, ૧૨

સંકટ સમયે સમરશો સ્નેહ સૌ સુરો આ સ્થળ આવી.
દરશન દેઇને દુઃખ કરૂ દુર સાચવું લક્ષમાં લાવી, ૧૩

હું આદ્યઅંબિકા અંબિકા નામથી વિશ્વ વિશે વિચારીશ,
શ્વેતા ગીરી સિંધુ ગીરનાર ગબ્બર એ સ્થળવાશ કરીશ, ૧૪

કરો તમો બ્રહ્મક્ષેત્રમાં સ્થાપના સુણીને હરખ્યા ત્રીદેવ.
દેવીનું દૈવત પીઠ યંત્રે ધર્યું પ્રતિષ્ટા પ્રમાણે એવ. ૧૫

મહામાયા સ્થાપી મહિમા મુકયો ઘણો ત્રીદેવે તપાસી તત્વ,
પ્રત્યેક દેવના દરશનનું ફળ સાંપડે સૌ વાતે સત્વ. ૧૬

મુળ મહામાયાનું આરૂપ પ્રથમ પ્રેમ વડે પુજે કોય
ત્રીદેવની આદિ સૌ સુર પુજ્યાનું ફળ આ તીર્થમાં હોય. ૧૭

એવી રીતે મળી ત્રીદેવે તે સ્થળે સગવડ સાધન ધરી
પોત પોતા તણા સ્થાનકે જવાની ત્રીદેવે મરજી કરી ૧૮

હરિહરે મન બ્રહ્માનું મનાવી સારૂ સમાધાન કીધું,
તે પછી ત્રીદેવો ત્યાં થકી ચાલીયા સૌ કાજ સંભાળી લીધું ૧૯

આદ્ય અંબિકા સ્થાપ્યાં બ્રહ્મ ક્ષેત્રમાં તેમાં વાધ્યું પરિબળ,
તે વડે વિખ્યાતિ વાધી વિશ્વ વિશે પુરણ પંકાતું સ્થળ ૨૦

દેવીનું દૈવત દેહદેશ દરસાયું પ્રજા પુજે પુરી પ્રિતે
જગદંબા જયોતિ જકતમાં જણાવી રાજી રાખે રૂડી રીતે ૨૧

અદ્યાપી એ રીતે પુજાય છે પ્રીતે અંબા બ્રહ્મ ખેડમાંય

બ્રહ્મા તણી મુરતી પણ તે પાસે જાહેર જણાતી

ઉત્તમ આશ્રમ મુળ બ્રહ્મા તણો પ્રાચિન પુજાતો આવે,
તમામ તીર્થના તત્વ સમુ તીર્થ કીલ્મીશ કોટી કપાવે ૨૩

એવું આ ગુરજરમાં ઘણું ગંભીર ગર્ભિત ગુણનું ભરીયું
જાકત જનેતાની જાત્રાનું સ્થાનક થોડા વરસોથી વિસરીયું ૨૪

પણ હવે જરા જરાતું જાગતું પ્રેરણા માતાની થઇ છે,
સંઘવીઓ દ્વારા છાપે છપાઇને વાત ગામો ગામ ગઇ છે. ૨૫

એ વડે અંકુર આવ્યો મારે ઉર લખવા લક્ષમાં લીધું,
મંમાયાના ગુણ ગાવા ઉપર મન અંબાતું આખ્યાન કીધું. ૨૬

વિચાર શકિતમાં વશી વિશ્વંભરી અંતર ઉતરી આપ,
પ્રેરક પણામાં પેખાવીયું પદ જોડયામાં દીધો જવાબ ૨૭

બુદ્ધિ દ્વારા બેશી બળવતિ બોલતા લખ્યું લખાવીયું જેમ
અપૂર્વ વૃતાન્ત ઉપસી આવીયું અંબા તણી કૃપા એમ ૨૮

અંબા ઉપાશક એ થકી આવીયો ઉર ઉમંગ આવેશ
ભગવતી ભકિત પ્રચારક ભાવના કાવ્યશકિત કેરો લેશ. ૨૯

નાંદોલ નિવાશી ઉદીચ્ય સહસ્ત્ર વાડવ ઠાકર શાખે
ઉમેદરામનો સુત જેષ્ટારામ ભગવતીના ગુણ ભાખે ૩૦

અમદાવાદની પાસેજ પૂર્વમાં ગામ રૂડું રખીઆલ
પરિવાર સહ પૌરાણ પક્ષમાં મુકામ છે મારો હાલ ૩૧

સંવત ઓગણી છોતેરની સાલ ઉત્તમ આષાઢ માસ
કૃષ્ણ સપ્તમીને ગુરૂવારે પુરણ પડયો પ્રયાશ ૩૨

અંબા આરાધના કારણે કરેલી ગ્રંથીત આ ગુણ માળ.
મેં મારા અર્ભકને આપી ઉમંગે આપ એવો આજ્ઞા પાળ, ૩૩

રામશંકર એ હૃદયમા રાખી અંબાને અર્પણ કરશે,
અંબીકા આપશે આપ ઉમંગીને આલું એ ચોફેર ફરશે, ૩૪

વડા વાંચશે જન્મ કૃતારથ થાશે,
નારાયણી નામની જાણી વિમળ, વાંચક વિશે વંચાશે ૩૫

## વલણ.

વંચાશે વીર વાંચકો વિશે સંમાયા મહિમાય. ૩૬
અંબાની અપૂર્વ આ કરશે કોઇ કથાય
અંબીકા આરાધતાં સંકટ સઘળાં જાય
જેઠારામ વદે જોરમાં જયજય શ્રી અંબાય. ૩૭

જય જય અંબે માતકી જે.

# શ્રી બ્રહ્મક્ષેત્ર અંબિકા મહાત્મ સમાપ્ત.

# પ્રસિદ્ધ પત્રિકા.



ગ્રાહક થાઓ ! ગ્રાહક થાઓ !! ગ્રાહક થવા જેવો ગુણીઅલ ગ્રંથ !!!

" अंबिका आराधिका અને સંઘનો સુધારો. "

નામનું લઘુ પુસ્તક, મહામાયા માર્ગના કેટલાએક મુમુક્ષુઓની માગણી ઉપરથી રચાએલ; તે એમકે જેમાં એક વારતા રૂપે ગદ્યાત્મક, પદ્યાત્મક આધુનિક પ્રજાને સાનુંકુળ, આવના રાગોના જેમકે ગરબા, ગરબીઓ, ગજલો, કવાલીઓ શેવા પુંજાના ઠાઠમાં ગાવાની અરજીઓ, ધુન્યો, આરતીઓ, થાળ, પ્રભાતીયાંવગેરેવગેરે રસાત્મક રાગો સાથે કેટલુંક ગમ્મત ભરેલું ભાવણ મહામાયાના ભકતિરસથી ભરપુર બોધ આપવા વાળો ક્રમ ગોઠવાએલો આ ગુણીગ્રંથ છે. તે પ્રત્યેક સ્ત્રી પુરુષોને વાંચવા જેવો તૈયાર થયો છે. થોડા દિવસમાં છપાઇ બહાર પડશે. તો આપ એના અગાઉથી ગ્રાહક થઇ આ પારમાર્થિક પુસ્તકના છેડે આપનું નામ ધારણ કરી આ કાર્યને શોભાવશો. એના અગાઉના ગ્રાહક પાસેથી રૂ. ૧-૦-૦ અને પાછળના ગ્રાહક પાસેથી રૂ ૧-૪-૦ અને પોષ્ટ ખર્ચ તે ઉપરાંત લેવામાં આવશે. ઘણાં ગ્રાહકો થઇ ગયાં છે તો વહેલો તે પહેલો આજેજ નામ નોંધવો. પત્ર નિચેના સરનામે લખશો.

જેષ્ટારામ ઉમેદરામ પુરાણી

મુ. રખીઆલ

પોસ્ટ અમદાવાદ રેલવે પુરા.